नृपप्रशंसा.

# महाराजा श्री तख्तसिंहजी बहादुर.

જી. સી. એસ. આઈ. ની

"વર્ષગાંઠનો મહોત્સવ."

## ભાવનગર.

બનાવનાર.

અંબાશંકર કાળીદાસ. યાજ્ઞીક.

હેડ માસ્તર. ગ. સ્કુલ ખોજાદ્ર, પ્રાંત કડી.

ગીતિવૃત.

તીમિર હરે આ જગનાં, રવી ગગનેથિ સ્વકિર્ણને વેરી;
તખ્તસિંહ નૃપ તેજે, ભાવનગરનાં તિમિર ગયાં વેરી.

અમદાવાદ.

પાનકોરને નાકે ઘાંચીની વાડીમાં

એંગ્લો વર્નાક્યુલર પ્રિન્ટિંગ પ્રેસમાં છાપ્યું.

૩૯૦૨

नृपप्रशंसा.

# महाराजा श्री तख्तसिंहजी बहादुर.

જી. સી. એસ. આઈ. ની

"વર્ષગાંઠનો મહોત્સવ."

ભાવનગર.

---

બનાવનાર.

અંબાશંકર કાળીદાસ, યાજ્ઞીક.

હે. માસ્તર. વ. સ્કૂલ ધીણોજ, પ્રાંત કડી.

ગીતિવૃત.

તીમિરહરે આજગનાં, રવી ગગનેથિ સ્વકિર્ણને વેરી;
તખ્તસિંહ નૃપ તેજે, ભાવનગરનાં તિમિર ગયાં વે'રી.

---

અમદાવાદ.

પાનકોરને નાકે ઘાંચીની વાડીમાં

એંગ્લો વર્નાક્યુલર પ્રિન્ટિંગ પ્રેસમાં છાપ્યું.

## મનહર.

ભાવનગ્ર ભૂપ છે અનુપ ભલિભાત ભારી,
તખતસિંહજી જેનું નામ કહેવાય છે;
તેમની વરસગાંઠ તણો હું ચિતાર લખું,
લખવાને દીલ મારૂં અતિ હરખાય છે,
થયો મહા હરખનો ઉત્સવ નગર માંહીં;
જણાવવા ચિત મારૂ ચતુરાઈ ચા'ય છે;
કર્યાં મહા દાન મહારાવળે વિચાર કરિ,
લખે ના લખાય મારી મતિ તો મુઝાય છે.

# પ્રસ્તાવના.

ભારત ભૂમિના જ્ઞાનકોષ ગ્રંથોમાં ઠામ ઠામ ક્ષત્રિય રાજ્યવંશોનાં ચરિત્ર અને તેમનાં પરાક્રમોની સુંદર પ્રતિમા દ્રિષ્ટગમ્ય થાય છે. ખરે! પ્રજાપાલક ભૂપતિઓનાં સંયોજીક કાર્યો પુસ્તકપટમાં નોંધિ રાખવાં એ રાજા પ્રજાને વિશેષ લાભદાયક છે. તેવા પૂર્વ પ્રથાને અનુસરીને હું તખ્તરાજ પ્રશંસાનો તથા તેમની વર્ષગાંઠના મહોત્સવનો મનોરંજક હેવાલ મારા ગુર્જર બંધુઓની સેવામાં મૂકવાનું ધારૂં છું.

વિક્રમની આ ઓગણિશમી સદીમાં કાઠિઆવાડના ગોહેલ રાજપૂત્રોની શાખામાં ભાવનગ્રનું રાજ્યકૂળ વિશેષ કિર્તિસ્પદ ગણાય છે. એટલુંજ નહીં પણ સૌરાષ્ટ્ર દ્વિપકલ્પમાંના પેહેલા વર્ગનાં દેશિરાજ્યોમાંનુ આ એક છે. રાજ્ય મર્યાદામાં જેમ એ પેહેલો વર્ગ ધરાવે છે, તેમ પ્રજા સુખનાં ઉપયોગી કામો કરવામાં તે રાજ્યના અધિપતી મહારાજા શ્રી તખ્તસિંહજી ઘણી કાળજી રાખે છે, હાલમાં ત્યાં જે જે સુધારો વધારો જોવામાં આવે છે. તેથી તે સંસ્થાનના ખંતિલા અને કાબેલ અધિપતીની કાબેલિઅત આપણને જણાઈ આવે છે.—તારીખ ૨૩ મી જાન્યુઆરી સને ૧૮૮૯ ના રોજ મહારાજાશ્રીની વર્ષગાંઠ હોવાથી તેની અચળ યાદગિરી સારૂ પોતાની ધર્મ બુદ્ધિવડે પ્રજા સુખનાં મહદ્ કામો કરવા પાછળ તેમણે જે ઔદાર્યવૃત્તી જણાવી છે, તે તથા તેને માટે જે મોટી રકમ ખર્ચ કરવા કાઢેલી છે. એ ઘણી સ્તુતિપાત્ર છે, વળી આ મહારાવ દેશના વિદ્વાનોને આશ્રય

આપવામાં તથા દેશ કલ્યાણના મહત્ કામો કરવામાં આગળ પડતા છે. સંસ્થાનના એક નિપૂણ રાજ્ય કરતા પોતાની પ્રત્યેક વર્ષગાંઠ પ્રસંગે લોકહિતાર્થનાં કામથી રૈયત પ્રત્યેનો પોતાનો નિર્મળ પ્યાર પ્રગટ કરી બતાવવામાંજ ઉત્સુક રહે છે, એ ઘણું ભૂષણાસ્પદ કામ જોઈ હું આ પ્રસંગે એ મહારાજાના વંદ્ય ગુણોને અભિવંદન કરતા તારીખ ૨૩ મી એ થએલા ભાવનગરના મહોત્સવનું ઝાંખુ ઝાંખુ ચિત્ર મારી તોછડી કલમવડે પત્ર પટમાં ઉતારી રાજા પ્રજાને નજર કરવામાં શુભ હેતુની ધારણા રાખુંછું. સુજ્ઞો તે કબુલ કરશે તો હું આ મારો જેષ્ટ હેતુ સફળ થયો છે એમ હું માનીશ. તથાસ્તુ. ઈશ્વરોપ્રસન્નોસ્તુઃ

## દોહરા.

ચહે ચિત્ત નૃપ તખતના, ગુણનું કરવા ગાન;
તખતસિંહ નૃપ તાજનું, જણાવવા શુભ માન.
લોભાયો આ નૃપતના, વંદ્ય ગુણોથી "અંબ;"
લેખણ લખવા ચા'ય છે, સા'ય કરે જગદંબ.

## ગીતિ.

દક્ષપણું દેખીને, મુગ્ધ થયો મન મગ્નપણે ભાઈ;
લખું પ્રેમથી આજે, સ્વલ્પ પ્રશંસા સ્વધર્મને સાહી.

ધોળાજ.
તારીખ ૨૧-૨-૮૯

**અંબાશંકર કાળીદાસ.**
યાજ્ઞીક

# ઇશ્વર સ્તુતિ.

## ( વસંતતિલકા. )

આદ્યંત એક સર્વેશ્વર સિદ્ધિ દાતા,
પાયે પડિ વિનવુ આજ, તેને વિધાતા;
મોંગલ્યરૂપ વળિ માંગલ નામ તારૂ,
માંગલ્ય કામ કરવા ધરૂ ધ્યાન સારૂ;
તારા વિના જગતમાં નથી, અન્ય ત્રાતા,
તારા વિના સરવ આશ નિરાશ થાતા;
તારા વિના પ્રવિણ, પામરમાં ગણાયા,
તારા વિના અમર, આરતથી હણાયા.
તું ઈષ્ટદેવ અરજી, ઉરધાર મા'રી,
તું કષ્ટ કાપ અધુના, થઈ સા'યકારી;
તું તખ્તસિંહ નૃપની, કરજે સહાય,
જેને પ્રજા જન સહુ, મનથી ચહાય.
તું આપજે અબુધને, બુધ શુદ્ધ ત્રાતા,
તું થાપજે અબળમાં, બળ કિર્તિદાતા;
વર્ણું વિશાળ રચનાતણું, બ્યાન સારૂ,
તેમાં હું સા'ય સર્વેશ, તારિ ધારૂ.

**દોહરા.**

સા'ય કરોને આ સમે, ભવ તારણ ભગવાન;
ગુણ ગણવા ગુણવંતના, દ્યો વિદ્યાનું દાન.
અજ્ઞ અલેખક આળસુ, હું અજ્ઞાનિ બાળ;
મતિ વિના શું કૃતિ કરૂં, ગતિ આપો ગોપાળ.

---

## વર્ષગાંઠ વિવેચન.

**દોહરો.**

વર્ષગાંઠ મહિમા વડો, પાળે વિબુધાવિર;
ધર્મ કર્મ કોડે કરે, ધરીને મનમાં ધિર.

"नृपजन्मधन्यता" કિર્તિમાન ભૂપતિઓની સ્તુતિ પ્રાર્થના લખવાનો અને તેમના વંદ્ય ગુણોની પ્રશંસા જાહેરમાં મૂકવાનો વહિવટ પૂર્વકાળથી ચાલતો આવ્યો છે. આ વહિવટનું અનુકરણ રાજા પ્રજાને વિશેષ લાભદાયક છે. એવું ઘણા વિદ્વાનોનું આધિન મત્ત હોવાના કારણે વિક્રમ અને ભોજ જેવા પ્રજાપ્રિય રાજેન્દ્રોની સત્કિર્તિ ગ્રંથકોષ દ્વારા મુર્તિમાન મનાય છે. દિર્ઘકાળ જતે પણ તે મુર્તિનું ઉજવલ તેજ આજે ઝાંખું થયું નથી, એ મહા પુરૂષોના

સત્કાર્યની સિમા છે। વિકારી વિશ્વમાં રાજ્યપદ યોગ્ય જે મહાપુરૂષને ઈશ્વરે—નિર્માણ કર્યો છે, તે મહાજનને વિશ્વ-ની મહાયાત્રાનું પર્યટન કરતાં અને રાજ્યપદના મદોન્મત શિખરપર ચઢતાં. મનને સંમોહ પમાડનારી રાજસિ શક્તિ-ઓ અવલંબન કરે છે. અને તેના યોગે રાજ્ય ભોગાદિ આશક્તિનો વધારો થઈને તે ઉત્તરોત્તર રાજ્ય મર્યાદાના અધિકપણાનો સંચય કરે છે. ધર્મનિષ્ટ રાજેન્દ્રો પોતાના આ ગુણને વિવેકની હદમાં રાખીને પ્રજાના લાભાલાભનો વિચાર વિસારી દેતા નથી. પોતાને માથે ઘણા એક કામનો બોજો છતાં વિકારી મહાશક્તિઓનું અવલંબન તોડીને જે મહારાજા પ્રજાનાં સુખો વધારવા નિરંતર શ્રમિત્ થાય છે. અથવા તો પ્રજાથી ઉત્પન્ન થએલો પૈસો પ્રજાના સુખમાં વાપરવાની પવિત્ર બુદ્ધિ ઉપયોગમાં લે છે. તેવા મહાનુભવી રાજેન્દ્રના જન્મની દિર્ઘ ધન્યતા ભણું છું. જન્મગાંઠ વિવે-ચન લખતા પેહેલાં નૃપ જન્મ ધન્યતાનું લઘુરૂપક જણાવ-વાનો શુભ હેતુ વાંચનાર સજ્જનોને જાણવો જરૂરનો જા-ણી તેનો તાત્પર્ય હેવાલ નજર કર્યો છે. હવે જન્મગાંઠ વિવેચનનો મુળ વિશય જણાવવાનો ઈસારો કરૂં છું.—

"वर्षगांठ" એટલે જન્મ દિવસ અથવા જે માસની જે

તારીખે દુનિઆર્ણવમાં આ પંચભૌતિક દેહનું આવણ થયું તે, આ વિદસ જીંદગીકાળમાં વર્ષગાંઠ એ શબ્દથી ઓળખાય છે. મનુષ્યના મહોત્સવ અને સુખ દુઃખાદિ પરિણામો તેની જીંદગી ઉપર આશ્રય પામે છે. જીંદગી એટલે જીવતરનો કાળ અને કાળનું ધોરણ વર્ષ ઉપર છે. વર્ષના બાર માસ અને છ રૂતુઓ ગણાય છે. જગનિયંતાએ એ છ રૂતુઓથી વાર્ષીકકાળ નિર્માણ કરેલો છે. હવે આ છએ રૂતુઓની પ્રકૃતિ પણ ભિન્ન ભિન્ન છે. જૂદી જૂદી પ્રકારની હવા શિતોષ્ણતાની ન્યુનાધિકતાથી રૂતુ રૂતુ પ્રત્યે બદલાતી જાય છે. અને તેથી આ અખિલ શ્રષ્ટિમાં અનેક તરેહના પ્રાણી અને પદાર્થો નવા પેંદા થાય છે. તથા કેટલાંએક પોતાની પૂર્વ સ્થિતિમાં પાછાં છિન્ન ભિન્ન થઈ જાય છે. આવાનિયમિત રૂપાંતરમાં કેટલાએક પોતાની જીંદગીનાં વર્ષો નિર્વિઘ્ન પણે (સુખશાતા) માં–પસાર કરે છે. પોતાની અમુલ્ય જીંદગીની કીમત જાણનારા વિબુધાજનો એમ નિર્વિઘ્ને ગુદરેલા વર્ષને માટે ઈશ્વરનો મોટો ઉપકાર માને છે, અને તે નિમિત્ શક્તિ મુજબ પરોપકાર કરીને પછી જીંદગીના નવા વર્ષમાં જોડાય છે. માનવનું જીવતર ઘણું મોઘું છે, એમ સમજનારા જ્ઞાનશિલ અને ધર્મશિલ પુરૂષોજ પોતાની વર્ષ-

ગાંઠના રૂડા દિવસની અચળ યાદગીરી દાખલ અક્ષય ધર્મ સાધન સાધ્ય કરે છે. અબુધ અને અક્ષર શુન્યજનો આવો શ્રેષ્ટાચાર પાળવાનું સમજી શકતા નથી. વિશેષે કરીને ગુર્જર જનમંડળમાં આધુનિક કાળે ધર્મ નાસ્તિકતાનો અનાચાર જાહેર વપરાયાથી આવા સ્વધર્મના મુળતત્વોનું ખગ્રાસ ગ્રહણ થવા લાગ્યું છે, અને તેથી આર્યજન મંડળના તરૂણોની જગનિયંતા પ્રત્યેની કૃતજ્ઞ બુદ્ધિ ભ્રમણાર્ણવમાં ડૂબકાં મારતી થઈ છે, કૃતજ્ઞતાના અભાવે નાસ્તિક્તા બળવત્તર થાય છે. અને તેથી ગુર્જરતનુજોમાંના તરૂણો અનાચારી બનીને પોતાની અમુલ્ય જીંદગીને કલંકિત કરે છે. આવી શોકજનક કરણિથી દિલગીર થઈ ને ધર્મ નાસ્તિક જનોએ પોતાની જીંદગીની અમુલ્યતા સમજીને રૂડાં આચરણો પાડવા નિરંતર સદ્બુદ્ધિ પ્રેરિત્ થવું ઘણું જરૂરનુ છે. કૃપાળુ ઈશ્વરે આપણી તનારોગ્યતાનું રક્ષણ કર્યું જેથી આપણે જીંદગીના નવા વર્ષને અનુભવવા ભાગ્યશાળી થઈએ છીએ. નહીં તો ક્ષણિક જીંદગીનો બાલ્ય કાળેજ અંત આવતે તો, માનવશ્રષ્ટી સુખને ક્યાં અનુભવવાનો હતો? એવા તિક્ષણ હેતુનો વિચાર કરીને સુજ્ઞ પુરૂષોએ વર્ષગાંઠનો હર્ષજનક દિવસ ગણેલો હોય એમ જણાય છે. એમ દરેક

વર્ગના મનુષ્યને પોતાની જન્મતિથિનો કુશળ દિવસ એ માંગલ્યપણાની શુભ સુચના કરે છે અને ઈશ્વરની તેના ઉપર અનન્ય કૃપા છે, એમ દર્શાવે છે છતાં પાપાચરણવડે નિરંતર પેટ ભરનારાં દુનિઆંને બોજા રૂપ સ્ત્રિ પુરૂષો આઆળસમાં અને બેફિકરાઈમાં પોતાનો અમુલ્ય કાળ ગુમાવે છે. પરંતુ તેમના મલિન મનમાં ઈશ્વરની અનહદ કૃપાનું ચિત્ર પડી શકતું નથી, એ તેમના માનવ જન્મને ધિક્કારવા લાયક કર્તવ્ય છે. જે શુભ હેતુ ઉપર માનવદેહનું આવ્રણ થયું છે. તે ઈશ્વરી હેતુનું પાલન કરવા સર્વ મનુષ્યો બંધાએલાં છે. અને એવા નિર્મળ હેતુને પિછાનવાનો આરંભકાળ તે માનવની જન્મ તિથિથી શરૂ થાય છે, માટે એ દિવસની દુર્લભતા સર્વોત્તમ છે, એમ બુદ્ધિમાનો કબુલ કર્યાવિના રહેશે નહીં જેના જન્મથી પ્રાણિવર્ગને સુખ સંતોષ અને સ્વાધિનતા પ્રાપ્ત થાય છે, એ માનવનો જન્મ પરમ દુર્લભ છે; અને તેના જન્મ દિવસનો મહિમા પણ સર્વ માન્ય છે. આ જગતમાં પરોપકારી અને ધાર્મિક પુરૂષોની ગણના પૂજનિય અને પવિત્ર મનાય છે. સુજ્ઞો તેવા જનોની ચાહના વધારે રાખે છે. અદાતા, જુલમી અને અહંકારી ઈત્યાદિક દુખકર દર્જનોને જન્મ આપનારી માતાને

પણ લોક ધિક્કારે છે. તે સંબધમાં એક કવિની કેહેવત આ ઠેકાણે વાંચનાર સજ્જનોને વધારે અનુકૂળ લાગશે.

### દોહરો.

જનની જણતો ભગ્ત જણ, કાં દાતા કાં શૂર;
નહીં તો રે'જે વાંઝણી, મત્ ગુમાવિશ નૂર.

કવિ સ્ત્રીઓ પ્રત્યે કહે છે કે. હે! જનની તારે જો કોઈ બાળકને જન્મ આપવો હોય તો તું કોઈ ભક્ત, દાતાર કે શૂરવિર બાળકને જન્મ આપજે અને તેમ નહીં તો કેવળ વાંઝણિજ રહેજે—મતલબ કે પાપીને જન્મ આપ્યા કરતાં વંઝ્યા રહેવું એ વધારે સારૂ છે. કવિની એ કેહેવતથી વાંચનારને સમજાયું તો હશેજ કે ધાર્મિક પૂરૂષોની આ જગતમાં કેટલી બધી આવશક્તા છે? આવા પરોપકારી જનોની આવશ્યકતા એ તેમના સુકાર્યોનીજ ખૂબી છે, સુકાર્યથીજ તે મોટા ગણાય છે, અને સુકાર્યથીજ માનવો તેમને માન આપે છે, તેમનાં—શુભ કર્તવ્ય તેમની જીંદગીની સૌંદર્યતા દેખાડે છે. પોતાની અમુલ્ય જીંદગીના જે તે ભાગમાં તે રૂડાં કર્મનો લાવો લેઈ લે છે, અને તેવાં કામથી મોટા ઉત્સવ કરે છે. તેના તાદર્શ દષ્ટાંત તરિકે—તખ્તસિંહ મહારાજની જન્મગાંઠનો મહોત્સવ વાચક

વર્ગને ઘણો પ્રિયકર અને બોધક થઈ પડશે. આ મહારાજાએ પોતાની વર્ષગાંઠના ૩૭ા દિવસે મોટી ઉદારતાથી "जलतरंगिणी" લક્ષ્મિનો સ્વહસ્તે સુઉપયોગ કરવામાં કાંઈ ન્યુનતા રાખી નથી. તથા એ હર્ષજનક દિવસે પોતાની પ્રજાનાં દુઃખ ફેડીને તેમનાં સુખમાં વધારો કરનારા સાધનો ખુલ્લાં મૂકિ દિધે આનંદ જણાવ્યો હતો. આ માંગ્લિક દિવસની શોભા અને મહારાજાની ધન્યતા અમાંગ્લને નાશ કરીને અમુલ્ય દક્ષતા બક્ષનાર થઈ પડશે, એમ ધારીને આ વિવેચનની સાથે તે દિવસની ભવ્યતા પટાંકિત્ કરીછે. વાંચો આ ભાવનગ્રનો મહોત્સવ, જે વાંચવાથી જણાશે કે ઉત્તમ પૂરૂષો પરોપકાર બુદ્ધિવડે પોતાની કિર્તિને કેવી અમર કરે છે!?! પોતાની જીંદગીની કિંમત સમજીને લોકોપયોગી કામ કરવામાં અત્યાનંદ માનવો; એજ સર્વોત્તમ મહોત્સવ આતપ્ત વર્ષગાંઠની અમુલ્યતા સુચવે છે. "मानव-जन्मपरमदुर्लभछे!"



# ભાવનગ્રનો મહોત્સવ.

## ઈંદ્રવિજય.

૫ ૪ ૯ ૧
શર વેદ નવે શશિ વિક્રમની, શુભ સાલ વિશે જન ઉત્સવ જાગ્યો;
પૌશ વદી તિથિ શષ્ટમીનો દિન, મંગલકારિ મને બહુ લાગ્યો,
આજ સુવાર દિસે બુધનો શુદનો શશિ ભાવ પૂરે પ્રગટાયો;
તપ્ત નૃપાલનિ જન્મ તિથે, દુખનો ડર પૂર્ણપણે પલટાયો.

ગુર્જરખંડના સૌરાષ્ટ્ર દ્વિપકલ્પની પૂર્વ સિમાપર આવેલા ભાવનગ્ર શેહેરમાં તારીખ ૨૩–૧–૮૯ નો દિવસ ત્યાંની પ્રજાને ઘણા આનંદમાં ગુદરેલો છે. સાંપ્રત કાળમાં આ શેહેરની ભવ્યતા અને ત્યાંની પ્રજાની વ્યવહારીક તથા કેળવણિ સંબંધી સ્થિતિથી ગુર્જર પ્રજા અજાણી નથી. આ નાંના પણ ભવ્યનગરમાં આજ કાલ વેપારની વૃદ્ધિથી, તેમજ કેલવણિના અખંડ અનુકરણથી, પ્રજાનું ઉત્કર્ષપણું સતેજ દેખાય છે. આ શેહેર ખંબાતી સમુદ્રના પશ્ચિમ ત્રૃટપર આવેલું હોઈ કુદરતેજ તેના વેપારનું ગૌરવ વધારેલું છે. વળી તે સાથે હાલ રેલવે જોડાયાથી ઓર વધારે ઉત્તેજન મળી પ્રજા સુખનો ઉદધિ સંપુર્ણતાને પામ્યો છે. એમ કહેતાં કાંઈ હરકત નથી. ઈશ્વરે ત્યાંની પ્રજાને જેમ ઉપરનું સુખ આપી ભાગ્યશાળી કરી છે, તેમ તેમના જા-

નમાલપર નિઘા રાખનાર અથવા તો તેમનાપર હકૂમત ચલાવનાર રાજ્ય કરતા પણ તેવોજ બક્ષો છે! સુખીયાને સુખ અને દુખિયાને દુખ જેમ અનાયાસે મળે, "( કુદરત તરફથી) તેમ આ પ્રજા ઉભય પ્રકારે સુખમાં જોઈને ઘણી ખુશી ઉપજે છે. એક લેખક કહે છે કે.—એ નગરના ક્ષાત્ર ગુણ સંપન્ન તખ્તસિંહ મહારાજની આજની શુભ તિથિએ વર્ષગાંઠ હોવાથી ત્યાંની રાજ્યભક્ત પ્રજા આજે મહાહર્ષમાં નિમગ્ન હતી, વળી એજ લેખક આજની પ્રાતઃકાળે જોએલા દેખાવની હકીકત કહેતાં જણાવે છે કે. ( તા. ૨૩ મીની પ્રાતસકાળનો દેખાવ.

## ઈંદ્રવિજય.

પ્રભાત થતાં પુરભાનુ ઉદે થયો. ચંદ્ર ક્ષિતિજ વિશે શરમાયો,
ચોર ચકોર ઉલૂક તણો, પરભાત થતાં સૌ ગર્વ સમાયો;
જામિનિનો ઝમકાર ગયો, ઝળકાર દિવાકરનો દરશાયો,
તખ્તપૂરિ શણગાર અનોપમ, પ્રાતસકાળ વિશે પરખાયો.

**"रम्य देखाव"**—આજનો પ્રાતસકાળ ભાવપૂરીમાં કોઈ અલૌકિક સૌંદર્ય દેખાડતો હતો. મલિન વાતાવરણ દુર થયુ અને પ્રકાશના કિર્ણનો પ્રભા પ્રભાત થતાં સર્વ સ્થળે પ્રસરવા લાગ્યો; રાત્રિનું અંધારૂ અરૂણોદય થતાં અસ્થ થવા

લાગ્યુ. દેવ દરબારમાં શંખના વિજયનાદથી અને રાજ્યદરબારમાં નાંના પ્રકારનાં વાજીંત્રના સુસ્વરોથી જન માંગ્લીક ઉત્સવ થવા લાગ્યો. નાયિકાઓના નૃત્યથી ઈંદ્રભૂવન સમ તપ્રપૂરિનો દરબાર દિપી નીકળ્યો. સરોવરોના નિર્મળ જળમાં સવિતાનું પ્રતિબિંબ પડવાથી પ્રકાશનું પરાવર્તન જાણે રાજ્ય તેજનું ભાવિ સૌભાગ્ય દર્શાવતું હોય એમ જણાયું. સર્વ સ્થળે રાજ્યશાન્તીની વિજયી પતાકાઓ ફરૂકવા લાગી. પાસેના ભવ્ય શિખરોપરથી મંદમંદ સમિર તપ્રપૂરના રાજ્યભૂવન તરફ વહેવા લાગ્યો, જેથી આજની પ્રભાતે જાણે વસંતનિનું રૂપ ધારણ કર્યું હોયની? એમ દિસવા લાગ્યું. સૌભાગ્યવતિ સુંદરીઓ પ્રાતઃસ્નાનથી પોતાનાં અંગ સ્વચ્છ કરીને સોળેસજી ઉદય થતા રવીને ગંધાક્ષતે પ્રેમપૂર્વક વધાવા લાગી. કુમારી બાલિકાઓ તપ્રરાજનો વિજય ઈચ્છતી પોતાના કરમાં કંકાવટીઓ ગ્રહીને ગવરી પુજન કરવા સિધાવતી હતી. નગ્રની માલિનિઓ પુષ્પની છાબો હાથમાં ઝાલીને સરિયામ રસ્તા ઉપર ગૃહસ્થને ગૃહે પુષ્પ પાત્રી મૂકવાને ચાલી જતી હતી, મ્યુનિસિપાલ નોકરો પોત પોતાની કામગિરી સંભાળવા સારૂ ઝપાટાબંધ ચાલ્યા જતા હતા. અને રાજ્યમાર્ગો તથા મહેલ્લાઓના રસ્તા સાફ કરવા સારૂ

આફુગિરોને તાકીદ કરતા હતા. પખાલીઓ પાણીનો છંટકાવ કરવા લાગ્યા. દરવાનો પોતાના હાથમાં સોનાની છડી ઝાલીને તપ્તરાજ નેકિનો ઘોષ કરતા કરતા દરબાર ભૂવન તરફ સહર્ષથી ચાલ્યા જતા હતા. પોલીસ સૈનિકો અને રસાલદારો પોતાનો કિંમતી દરેશ પેહેરીને તથા નૌત્તમ શસ્ત્રો કરમાં ગ્રહિને તપ્ત દરબારને તેમની વર્ષ ગાંઠની સલામતી ભરવા સારૂ દરબાર ભૂવન તરફ પરવરતા હતા. આ વખતે રસાલદારોના ઘોડાની પડઘી અને સૈનીકોએ પેહેરેલા બૂટની ધમકથી સરખીરીતે હર્ષના જુસ્સાની પવિત્ર નિશાની જોનારની નજરે પડતી હતી. દુકાનદારોએ અને શેઠ શાહુકારોએ પોતાની દુકાનો રંગ ચૂનાથી ધોળી રંગીને સુશોભિત કરી રાખી હતી, તેથી તપ્તપુરનું બજાર આજની પ્રભાતે કોઈ અનોપમ સૌંદર્યનો દેખાવ આપતું હતું. નગ્રનિવાસી મહાજનોએ પોતાના નૃપવર્ય પ્રત્યેની પવિત્ર લાગણી અંતઃકરણ પૂર્વક જણાવવા માટે પોતાનાં નિવાસિક સ્થાનના બારણાંએ આસોપલ્લવનાં તોરણો અને કદળી સ્થંભોના મંડપો બાંધ્યા હતા. શુક, મેના અને કોકિલ પક્ષિઓ પોતાના માળામાંથી નિકળીને પ્રાતસકાળે આ નગ્રનો મહોત્સવ નિહળવા સારૂ આમ્ર વૃક્ષો ઉપર બેશીને સુહર્ષિત્ ઉચ્ચા-

રના ઘોષ કરવા લાગ્યાં; તે જાણે બીજા પક્ષિઓને આ ઉત્સવનો લાભ લેવાને પોતાના મધુર સ્વરથી આમંત્રણ કરતાં હોયની! એમ દિસવાલાગ્યું. નગ્રના સુભાવિક બ્રહ્મ દેવો નાહી ધોઇ ટિલાં ટપકાં કરીને તખ્ત દરબાર તરફ મહારાજાને શુભાશિર્વાદ દેવા સારૂ મોટા આડંબરથી ચાલ્યા જતા હતા. રાજ્યના માંડળીકો તાથા કર કારભારિઓ રાજ્ય સભામાં નિમેલી વખતે હાજર થવાની તૈયારીઓ કરતા હતા શેવકો તેમને બેસવાનાં વાહનો સુંદર સાજથી શણગારીને ઉભા રહયા હતા. તમાસગિરો તમાસા કરવા લાગ્યા. ગારૂડિઓ નાંના પ્રકારના નજર ખેલો કરી બતાવતા હતા! તે જોવાને આ નગ્રના ભરબજારમાં માનવીઓનાં વૃન્દે વૃન્દ ઠામ ઠામ ભેગાં થતાં હતાં. શાળાઓમાં છોકરાઓને બાલિકાઓ આજની પ્રભાતે તખ્ત મહારાજની કિર્તિસ્તવનના માંલ્ય ગિતોની ધ્રુન્ય મચાવી રહયાં હતાં. તે સાંભળવાને આ નગ્રની સુંદરિઓ તથા પુરૂષો મોટા હર્ષથી એકાગ્ર ચિત્તે સ્થિર ઉભાં રહયાં હતેઃ વળી આજના અપૂર્વ મહોત્સવને નિહાળવા સારૂ બાહાર ગામથી માનવોનાં સંખ્યાબંધ ટોળાં ઘણા હર્ષથી ચાલ્યાં આવતાં હતાં. સવારના સાડા આઠને સુમારે લસ્કરી બંદિજનો અને કારભારી મંડળ વાજીંત્ર સાથે તખ્ત દરબારમાં સિધાવ્યું. તે વખતના ધસમસાટથી

ચમકીને રસ્તા ઉપર ચાલતા જનો આજુબાજુ ખશી જતા હતા, આ વખતે આ નગ્રમાં મનુષ્યોનો જમાવ ઘણા મોટા ભાગપર થયો હતો; તેથી તેની રચના કોઈ તિર્થક્ષેત્ર જેવી જોનારની નજરે પડતી હતી, વળી તેનો વાસ્તવિક ચિતાર પોતાના પત્રપટમાં ઉતારવાને વિબુધ જનો પણ પોતાની તિક્ષણ કલમ કસવા મંડી પડ્યા હતા; એક ગ્રામ્યજન આ નગ્રના દેખાવનું નિચે પ્રમાણે વર્ણન કરે છે.

---

## નગ્રશોભા.

ગ્રામ્યજન— વસંતતિલકાવૃત.

આ તે શું! ઈન્દ્રપૂરી કે અમલાપૂરી છે,
આ તે શું! બ્રહ્મપૂરી કે જટિલાપુરી છે;
આ તે રમા પતિતણું શુભ સ્થાન ભાસે,
આ તેજ તેજ સરખુ પૂર કોણ હોસે?
જ્યાં છે સુખિ સરવ શક્ત અશક્ત પ્રાણી,
ત્યાં ન્યાયની કિમત મેં પળમાં પ્રમાણી;
જ્યાં રંક રક્ષવિર વિમળરૂપ ભાસે,
તે ઈન્દ્રપૂર સમ ભારતમાં પ્રકાસે.
જ્યાં વિદ્યવિર વસતા વિરહાક દે છે,
જ્યાં વિદ્યવાન નર નિત્ય વિવાદ દેછે;
જ્યાં ધર્મપર્મ સમજે નૃપ નિતિવાળો,

તે પૂરને અમર આરતથી નિહાળો.
જ્યાં દ્વિજ ઉત્તમ વસે અધુના હજારો,
જ્યાં ધિર વિપ્ર ધરતા નિજ ધર્મ સારો;
જ્યાં તેમનું ભરણુ પોષણુ ઠીક થાય,
તે પૂરને જરૂર બ્રહ્મપૂરી કથાય.

જ્યાં શૂક સારસ અને મયૂરો રમે છે,
જ્યાં કોકિલા મધુર કંઠ કરી નમે છે;
જ્યાં કેતકિ કરણુ ને ગુલબાસ શોભે,
તે પૂરને જટિલ સ્થાનક નામ શોભે.
જ્યાં તાડને તરૂવરો ગગને અડ્યા છે,
જ્યાં કેશરી સબળ પિંજરમાં પડ્યા છે;
જ્યાં મે'લ નૌપમ નવા ખગ્ સામુ ભાળે,
કૈલાસવત્ દિસતુ પૂર આજ કાળે.
જ્યાં સુંદરી શિયળ વ્રત સદા ધરે છે,
જ્યાં પુરૂષો સતત્ ઉધમમાં ફરે છે;
જ્યાં પાપનો દુખદ્ અંશ તમે ન ભાળો,
તે પૂરને જરૂર આજ સમે નિહાળો.
જ્યાં શાન્તિનો સમિર શાંતપણે વહે છે,
જ્યાં મગ્નતા મન વિશે અદકી કહે છે;
જ્યાં નીતિનાં નવિન સ્થાનક શોભિ રે'છે,
ત્યાં તો રમાપતિ સદા થિર ઠામ રે,છે.
જ્યાં ઉદ્દધિ અચળ વાસ કરી રહ્યો છે,
જ્યાં રત્નસાગર સમો નૃપતી થયો છે;

જ્યાં અગ્નિના રથ અનોપમ વિચરે છે,
તે પૂર વાસ કરવા મતિ સંચરે છે.
જ્યાં વા'ણુ બોટ ઉદધિપર સ્વાર થઈને,
આવે વિદેશ થકિ જ્યાં ખૂબ માલ લઈને;
વેપાર પારવિણુ જ્યાં ધમકાર ચાલે,
તે પૂરનાં મનુષ સૌ સુખ માંહિ માલે.
જ્યાં ધર્મનાં સ્થળ વડાં નજરે પડે છે,
તે ભાવનગ્ર નિરખી સુખ સાંપડે છે;
જ્યાં સત્યસિન્ધ સરખો નૃપ તખ્ત રાજે,
તે સ્વર્ગ તુલ્ય પૂર આ યુગમાં વિરાજે.



## તખ્ત મહારાજાનો ભવ્ય દરબાર અને જન્મગાંઠની ક્રિયા.

સવારના પેહેલા પોહોરમાં તખ્ત દરબાર સામતો માંડલિકો અને કર કારભારીઓથી ખિચોખિચ ભરાઈ ગયો. ચિત્ર વિચિત્ર રચનાથી દરબાર ભૂવનની શોભા પણ સુંદર દેખાતી હતી. મહારાજા શ્રી પોતાની ગોત્રદેવીની પુજા કરીને હવે દરબારમાં પધાર્યા. એટલે સભાજનોએ ઉભા થઈને પ્રેમપૂર્વક નમન કર્યું. છડિદારોએ વિજય ઉચ્ચાર વડે નેકિના ઘોષ કર્યા, લશ્કરી સૈનિકો અને અમલદારોએ ઈંગ્રેજી રીત પ્રમાણે પોતાનાં ચકચકિત હથિયારો ખુલ્લાં કરીને

મોટા દબદબાથી મહારાજાને સલામતી આપી. બેન્ડ વાજુ સુસ્વરે વાગવા લાગ્યું. કે જેનો મધુર સ્વર સાંભળનારના હૃદયમાં આનંદનો આઘાત કરતો હતો. તખ્ત મહારાજ પરમપદને પ્રણામ કરીને પોતાના પવિત્ર તખ્તે બિરાજ્યા; એટલે તો સર્વે ચુપાચુપ થઈ ગયું.

---

## સભાજનોનું તદ્‌વતપણું.

### ઝુલણા વૃત.

સમ સમાકાર આ વાર સૌ થઈ ગયા,
તખ્ત નૃપ જે સમે તખ્ત ચડિયા;
દર્ષતાં રાયને હર્ષ વાધ્યો ગણો,
પ્રિતિના પાશમાં સર્વ પડિયા.
વારે વારે બધા રાજ સામુ જુએ,
નેહથી નિર્મળાં નેન સાંધી;
તખ્ત મહારાજ આવાર શોભિ રહ્યા,
જેમણે સર્વની દ્દષ્ટ બાંધી.
ચિત્ર વિચિત્ર પોશાક ઓપિ રહ્યા,
નજર લોપિ રહ્યા વિબુધ જનની;
તખ્ત નૃપ તેજથી નૂતન શોભાવધી,
ચંદ્રથી જેમ શોભાય રજની,
સર્વ સામંત ધિમંત દરકારિએ,
નેહથી નૃપતિને નમન કરીયું;

કુશળકર રાયની કુશળતા કારણે,
પ્રેમથી ઈશનું ધ્યાન ધરીયું.

પછી રાજ્ય ગોર એક સોવર્ણમયી ટાટમાં પુજાનું સાહિત્ય મુકીને મહારાજા આગળ આશિર્વાદ ભણુવા લાગ્યા અને શાસ્ત્રોક્ત રિતિએ તેમણે વર્ષગાઠની પૂજા કરાવી. એ ક્રિયા પુરી થઈ એટલે દરબારમાં પધારેલા વેદશાસ્ત્ર નિપૂણ પંડિતોએ અને બીજા બ્રહ્મદેવોએ "**शतंजिवशारदोवर्धमान**" ઈત્યાદિ ઈત્યાદિક શ્લોક પાઠવડે મહારાજાને શુભાશિર્વાદ દીધો, ત્યાર પછી તખ્ત ભૂપતિએ માનસિક ઈશ્વરસ્તુતિ કરીને પોતાના આ નવા વર્ષ બદલ ઈશ્વરનો મોટો ઉપકાર માન્યો; તથા ભૂદેવોને યથા ઘટિત દક્ષણા દાન કરીને સંતોષ્યા. એટલે તો બ્રાહ્મણોએ જયજયકાર વાણિવડે આખો દરબાર ગજાવી મુક્યો ! સમાજીકોએ અને સ્વપૂર નિવાસી ગૃહસ્થોએ તખ્તસિંહ મહારાજના શિરતાજ ઉપર ઘણા હર્ષવડે પુષ્પની વૃષ્ટિ કરી મૂકી. વિવિધ રાગનાં વાજીંત્રના સુઘોષથી અત્યાનંદ વર્ત્યો. જ્યાં ત્યાથી મહારાજાનો વિજય હો ! વિજય હો ! એવા સુચિન્હ સુચક શબ્દોનો આઘાત પ્રત્યાઘાત સંભળાયો, નૃત્યકારોએ નૃત્ય કર્યું. અને ગાયન શાસ્ત્રિઓએ સુબોધિક મધુર ગાયન કરીને સમાજીકોને રંજીત કર્યા; આવા મનોરંજક દેખાવથી આશ્ચર્ય પામીને એક ભૂદેવ નીચે પ્રમાણે તેનું વર્ણન કરે છે.



## દરબાર શોભા વર્ણન.

ભૂદેવ— હરીગીત છંદ.

શોભા સરસ ઓપી રહી, આ તખત રાજ સમાજમાં,
ગાયે ગુણિજન ગિત ધરીને ચિત એક અવાજમાં;
વાજીંત્ર નાના વિધનાં વાગે છે વિવિધા સુરમાં,
મહારાજની શુભ વર્ષગાંઠે હર્ષ વાધ્યો ઉરમાં. ૧
બહુ ગડગડે ડંકા સવારે, ધિનક, ધિન, નરધાં કરે;
કો, ગાન ઉતારે સતારે, સાંભળી મનડુ ઠરે;
ઝમકાર ઝાંઝરનો સુણિ, સૌ સજન હરખ્યા શૂરમાં;
મહારાજની શુભ વર્ષગાંઠે, હર્ષ વાધ્યો ઉરમાં. ૨
આવ્યા ઘણા આ સ્થળ વિશે, સામંતને શૂર નાયકો;
ઉત્સવ વિશેમા' હર્ષથી, ગાયે ઘણા ગુણ ગાયકો;
નાચે ઉમંગી નાયકા, નિજગાયકોના શૂરમાં;
મહારાજની શુભ વર્ષગાંઠે, હર્ષ વાધ્યો ઉરમાં; ૩
થનકાર થનથન થાય છે, શ્રંગારના શુભ અંગનો;
ગણુકાર ગુનગુન ગુઢ શબ્દે, શોભતો સારંગિનો;
રણુકાર રૂમઝૂમ ઝમકથી, વારાંગના ઠમકો કરે;
મહારાજની શુભ વર્ષગાંઠે, હર્ષથી મનડુ હરે. ૪

### શાર્દુલવિક્રીડિત છંદ.

શોભા સર્વ વિલોકતાં મન વિશે, આનંદ સંધાય છે;
આભા ઇંદ્રપૂરિ સમી નિરખતાં આ ચિત્ત લોભાય છે;

રચના ચિત્ર વિચિત્ર પત્ર પટમાં, હું શું ? લખું અથ ઈતી,
ભાળીને ભરમાઉ ભાઈ મનમાં, પો'ચે નહી મુજ મતી. ૧
લીલા શું ! રચિ આ સ્થળે અવનવી જે જોઈ શાંતી વળે;
વામે ક્લેશ વિક્લેશ દર્પ કરતાં, સર્વાંગ સુખો મળે;
દુ:ખો દેહતણાં તજાય સુખથી જો ભવ્ય શોભા જુએ;
મહારાજા સર તખ્તસિંહ નિરખે તે સર્વ પિડા ખૂએ. ૨

એમ કહીને વળી ભૂદેવ જણાવે છે કે આહા !!! આ દેખાવની તો પરીસિમા છે. તેની અપુરવતા જોઇને હું તો દિગમૂઢજ બની ગયો, અને એમ જાણ્યું કે જગદંગાની કૃપાએ કરીને હું કોઈ દેવપૂરીમાં તો નથી આવ્યો !?! અથવાનો સ્વપ્નમાં મને સ્વર્ગિય સુખ પ્રાપ્ત થયું છે કે શું! હું તે જાગું છું કે ઉંઘુ છું ?! મારૂં નાનુ પર્ણ–કૂટિ સરખું ઘર એ તો જાણે અદર્ષજ થઈ ગયું ! એનો કોઈ પણ અંશ અહીં મારી નજરે પડતો નથી. જ્યાં જોઉછું ત્યાં આલ્હાદકારક દેખાવથી મારૂ ચંચલ મન વિસ્મયતાથી ભ્રમણ થઈ ગયું. તેથી ઘણા તર્કવિતર્ક થતાં કેટલીએક વારે મને સ્મર્તિ આવી; તે વેળાએ મારી ભૂલ મને જડી. અને જાણ્યું કે આતો તખ્ત રાજ્ય ભૂવનની નૂતન શોભા જોઈને ચકિત થઇ હું મન ભ્રમણમાં પડચો હતો. અને તે કારણથીજ વિતર્કનો ખ્યાલ મારા મનમાં ઘોળાયા કરતો હતો. પણ અરે ! આ તો સ્વપ્ન નહીં પરંતુ જાગૃતિમાંજ છું. મારા મનમાં જે સ્વર્ગનો આભાસ થયો હતો. તો તે હું સાક્ષાત સ્વર્ગભૂવનમાંજ છું. ખરે ! ધર્મ

નિષ્ટ રાજેન્દ્રનું રાજ્ય મંદિર એ તો સ્વર્ગથી પણ અધિક છે! સુજ્ઞો સ્વર્ગને તે શું અન્ય સ્થળને ધારતા હશે? પણ ના, ના, માનવના મહા સુખનું આલય એજ સ્વર્ગ હું માનું છું. તો આ પવિત્ર સ્થળ પણ તેજ સ્થાનકને યોગ્ય છે. ભૂદેવની વાક્પટૂતાથી સભાજનો ઘણા ખુશી થયા, ત્યાર પછી નગ્રના શેઠ સાહુકારો એ તથા દરબારી નોકરોએ માહારાજાશ્રીને નજરાણાં રજુ કર્યાં, અને સૌએ મળીને આ રૂડા દિવસ માટે ઈશ્વરનો મોટો ઉપકાર માન્યો, બાદ તપ્ત ભૂપતિએ દરબારમાં બેઠેલા ગૃહસ્થોને પ્રેમ પૂ-ર્વક જણાવ્યું કે—

"महाराजानुं भाषण" આજના રૂડા દિવસે મારા કારભારી મંડળે તથા મારી રાજભગ્ત પ્રજાએ મળીને આ દરબાર ભૂવનમાં મને જે મમતા બતાવી છે, તેથી હું ઘ-ણો પ્રસન્ન થયો છું. ઈશ્વરકૃપાએ પ્રજાના જાનમાલપર નિ-ઘા રાખવાને તથા તેની ઘટતી વ્યવસ્થારાખવાના વ્યવસ્થા-પક તરિકેની મારી આ ઉત્તમ પદ્વિ નિર્વિઘ્ન અને નિષ્ક-લંકપણે પસાર થાય તેને માટે હું ઘણી કાળજી રાખું છું. આ સંસ્થાનના રાજ્ય કરતા તરિકેની મારી ફરજો મેં કે-ટલીક અદા કરી છે; અને જે રૂડી નેમોથી મને તથા મા-રી પ્રજાને મોટો લાભ થાય, તે પાળવા માટે મારૂં અંતઃ કરણ નિરંતર પવિત્ર રહે એમ હું પ્રભુ પાસે માગું છું કેમકે પ્રજાના સુખ પાછળજ મારૂ સુખ રહેલું છે; એમ હું સમજું છું. મારા પૂરમાં હુન્નરનાં કારખાનાં વધે, વે-

પારની વૃદ્ધિ થાય, પ્રજામાં કેલવણીમાં વધારો થઇને આ સંસ્થાનના લોક સારા નિવડે તથા તેમની શારિરિક અને સંસારિક સ્થિતીમાં સુધારો થાય, એવું જોવાને હું અંતઃકરણ પૂર્વક ઈચ્છા રાખું છું; અને તેને માટે મારાથી બનતી યોજનાઓ લેવામાં ઘટિત શ્રમ લેઈશ. બાળ વિધવાઓ કે જેમાંની ઘણી નિરાશ્રિત છે, તેઓ પોતાના ઉદર નિમિત પાપાચરણ આચરે નહીં માટે તેનો પણ યોગ્ય બંદોબસ્ત કરવો મને દુરસ્ત લાગે છે. "उपकार"—રાજ સંબંધી તથા પ્રજાહિતાર્થનાં શુભ કામો કરવામાં આજ સુધીમાં મને જેજે કુશળ કારભારીઓની તથા વિદ્વાન ભૂદેવો પવિત્ર સલાહ મળી છે તેમનો હું આ પ્રસંગે ઉપકાર માનું છું. અને હવે પછી પણ તેઓ પોતાની પ્રમાણિકતાની ધર્મ બુદ્ધિવડે કામ પરત્વે ઉપયોગી સલાહ મને આપતા રહેશો, તથા રૂડી વર્તણુંકથી પોતે ચાલીને પ્રજાને પણ તેનો રૂડો દાખલો બતાવતા રહેશો એવી હું ઇચ્છા રાખું છું; ઈશ્વર મારી તથા તમારી સન્મતીનું રક્ષણ કરો એવી મારી તેના પ્રત્યે નમ્ર પ્રાર્થના છે. એટલું જણાવ્યા પછી મહારાજાએ પોતાની આ વર્ષગાંઠ નિમિત્ રૂડી સખાવત કરવાનો સંકલ્પ અને સંબંધીની ક્રીયા શરૂ કરી.

**ગ્રામ્યજન કહે છે—**



# રૂડી સખાવત.

**ગ્રામ્યજન—** **શિખરિણી છંદ.**

દયાળુ મા ' રાજે સરસ મન સંકલ્પ કરિયો;
પરિતાપોટાળી, સરવ સુખનો સાજ ભરિયો;
કર્યા ધર્મો ગાંઠે, નિજ વરષ ગાડે ભૂપતિએ;
પ્રજાનિ પિડાને, હરણુ કરી આજે નૃપતિએ;
દિધાં સારાં દાનો, વિમળ વરદાનો પ્રતિકને; ૧
દિધાં સારાં માનો, વિબુધ બુધમાનો પ્રતિકને;
દિધાં ધ્યાનો સારાં, નવલ નીતિનાં કામ કરવા;
પ્રજાની પિડાને, અહરનિશ હાંસેથી હરવા.
કરી ક્રિયા સારી, કદિ નહી વિસારી વિસરશે; ૨
કરી શોભા ભારી, નવિન નિતિ સારી નિસરશે;
કરેલાને રસ્તે અવર પણુ કરવા વિચરશે;
ખરે ! આનૃપતિનો, વિમળ જય જેથિ પ્રસરશે. ૩

મહારાજાએ આજે ઘણી ઉમદી સખાવતો કરીને પોતાના મહદ્પદની શોભા વધારી છે. ગઈ વર્ષા રૂતુમાં વર્સાદની તંગીને લીધે કમપાંકથી પડતુ નિર્ધન ખેડુતોનું દુખ આ દયાળુ મહારાવળે લક્ષમાં લીધુ. અને તે ટાળવા માટે તેમને માથેથી ૩૯,૦૦૦ રૂપીઆનું જમીન મેસુલ આ વખતે માફ કરવામાં આવ્યું. ગરિબ વિદ્યાર્થીઓને સહાયતા આપવા તથા નિર્ધન વિધાનોને બક્ષિસો આપવા તથા રોગથી પિડાતા ગરિબ લોકોના આશ્રય માટે એકંદર ૧૧,૦૦૦

રૂપીઆથી વધારે રકમ ધર્મખાતે કાઢવામાં આવી પોતાના સંસ્થાનમાંની ૩૦ ત્રિશથી વધારે બાળ વિધવાઓને પેનશન આપવાનો ઠરાવ કર્યો. વળી સંસ્થાનનાં અઢાર મુખ્ય શેહેરોમાં આવેલી દરબારી જમીન ઉપર જેમણે ઈમારતો બંધાવી હોય તેપર કાંઇ પણ લાગત નહી લેતાં તેનો સઘળો હક તે બંધાવનારનેજ સોંપવામાં આવ્યો—મિત્રો આ તે શું! ઓછું ભૂષણસ્પદ કામ છે? ધર્મજ્ઞ રાજેંદ્રો પોતાની પ્રજાના કલ્યાણને અર્થે લક્ષ્મિ ખરચવામાં કાંઈ ન્યુનતા રાખતા નથી. અને પોતાના પવિત્ર જન્મને જીંદગીનું સાર્થક તેઓ આવા ઉત્તમ માર્ગેજ સંપાદન કરે છે.—આધુનિક કાળમાં વિધવાઓના કષ્ટથી, ખેડુતોની દુર્બળતાથી, અને ભિન્નભિન્ન પ્રકારે મનુષોના ઉપર પડતી દૈહિક વ્યાધિયોથી નિપજતાં માઠાં પરિણામો હાલ આપણે નજરે જોઈએ છીએ. તેમજ ઉત્તેજન વગર દેશમાં વિદ્યાનો ફેલાવો થઈને તેથી નિપજતુ સારૂ ફળ પ્રજા ભોગવી શકતી નથી. માટે મહારા જાશ્રીએ તેનો ઘટિત વિચાર કરીને સમયાનુકૂળ સખાવત કરવામાં જે પોતાનો જીવ લંબાવ્યો છે; તે ખરેખર! સ્તુતિ પાત્ર અને લાયક છે. હરવખતે તે આવાં આવાં સ્તુત્ય કામો કરવા પાછળ પોતાના અમુલ્ય કાળ અને લક્ષ્મિનો સુઉપયોગ કરે છે. તથા પ્રજાનો દિર્ઘ આશિર્વાદ લે છે. રૈયતનું દુ:ખ તેમના દયાળુ દિલમાં ઘણી અસર કરે છે. જેથી પ્રજાને તેમાંથી મુક્ત કરવાને આ નૃપતિ નિરંતર કાળજી રાખે છે. મિત્રો! આવા વંધગુણિ મહારાવનું તેમની પ્રજા અહોનિશ

સ્મર્ણું કરીને કલ્યાણ ઈચ્છે એમાં શું આશ્ચર્ય છે !? તથા તેઓની વર્ષગાંઠના આ માંગલ્ય દિવસ બદલ પ્રજા જે પ્યાર અને મમતા બતાવે એ પણ પ્રજાનું મુખ્ય કર્તવ્ય કર્મ છે. પોતાના શુભેચ્છક રાજ્ય કરતાની પોતાપરની આવી પવિત્ર લાગણી જોઈને ભાવનગરની પ્રજાએ મોટો ઉત્તવ કર્યો. અને મહારાવની બુદ્ધિ ધન્યતા જાહેરમા મૂકીને આ પ્રસંગે તેમનો મોટો ઉપકાર માન્યો, પછી એક દરબારી કવિ મહારાજાના વંધ ગુણોની પ્રશંસા કરતાં જણાવે છે. કે



## નૃપપ્રશંસા.

કવિ— કુંડળિયો.

શૂરવિર સોરઠ પ્રાંતમાં, ભાવનગરનો ભૂપ;
તખ્તસિંહ મા'રાજ તે, નવલનિતિનો કૂપ;
નવલનિતિનો કૂપ, રૂપ છે ચંદ સરિખો;
પ્રજાપ્રિય ભડભૂપ, નમ્ર ન્યાયિ મેં, નિરખ્યો;
નિરખ્યો નમ્ર નૃપાળને; સદા સુખોધિ શાંતમાં;
રાજ રૂડુ ન્યાયિ કરે, શૂરવિર સોરઠ પ્રાન્તમાં. ૧

## તમે પ્રવિણતા–દ્રુત વિલંબિત.

પ્રવિણ છો પરમારથ નોંકના, પ્રવિણ નાયક સા'યક રાંકના;
પ્રવિણપૂર અપૂરવચારમાં, પ્રવિણ શૂર અશૂર વિચારમાં. ૧
પ્રવિણ પારખ પારખ લે ખરી, પ્રવિણ રીત સુરીત સદા ધરી;
પ્રવિણ ધિર અધિરજ ના લહે, પ્રવિણ કષ્ટ શરીર સદા સહે. ૨
પ્રવિણ ધર્મ સ્વધર્મ વિશે રહે, પ્રવિણ ધર્મ અધર્મ યદા દહે;
પ્રવિણકાર સુકારજ તે કરે, પ્રવિણ ભાર અકારજને હરે. ૩
પ્રવિણ પ્યાર અપાર વિચારતા, પ્રવિણ રાજ સ્વરાજ સુધારતા;
પ્રવિણ થઈ પ્રવિણા જનને કરે, પ્રવિણ તે પ્રવિણા જન નોંતરે. ૪
પ્રવિણ નિત સુનિત વધારતા, પ્રવિણ ચાલ કૂચાલ સમારતા;
પ્રવિણ સત્ય અસત્ય વિદારતા, પ્રવિણ કૃત્ય સુકૃત્ય વધારતા.૫

## દાનપ્રશંસા–નારાચ છંદ.

કર્યાં અપાર દાન માન આપવા વિબુધને,
કર્યાં અપાર દાન જ્ઞાન થાપવા નિબુધને;
કર્યાં સુધર્મ કર્મ ક્રોડ કિર્તિને વધારવા,
ધર્યાં સુધ્યાન ધર્મિએ પ્રજાતિથિ સુધારવા.
કર્યાં સુભાષણો અપાર પ્રિતિને પ્રસારવા,
હર્યાં દુઃખો હમેશનાં પ્રજા સુખો સમારવા;

નિતી નૃપાળની નિહાળતાંજ કઇ વામિયાં,
કૃતિ વિશાળ પેખતાં સુખો અપાર જામિયાં.

કવિની પ્રશંસા પૂરી થઈ એટલે પ્રજાજનોએ એક આભારપત્ર મહારાજાની હજુર રજુ કર્યું, તે લેઈને સભા સમક્ષ મહારાજાના હુકમથી કવિ વાંચી સંભળાવે છે.

“प्रजानुंआभारपत्र”—અમારા માનવંતા મહારાજા સાહેબ—આ ભાવનગ્રની સઘળી પ્રજા આજના માંગલ્ય દિવસની યાદગીરી ઘણી લાંબી મુદત રહે એવા આપ કૃપાળુના થએલા ઉપકારથી ઘણી આભારી થઈ છે. દિનપ્રતિદિન અમારા કલ્યાણમાં આપનું નિર્મળ ચિત્ત શ્રમિત્ થાય છે. અમારા વેપારપર, અમારી કેલવણિપર અને અમારી સંસારિક સ્થિતિપર આપ સુક્ષ્મપણે અવલોકન કરતા રહો છો. અમારા જાનમાલનું સંરક્ષણ પણ અપનામદારના અમલમાં સારી રીતે થાય છે. અમે નિર્ભયતાના અનુસંગી થયા છીએ, અમારી પરતંત્રતાએ આપ નામદારના પ્રતાપથી દુર્દેશ વાસ કર્યો છે. અને સ્વતંત્રતાએ પોતાનો ચાર્જ સંભાળવા માંડચો છે; અમારા માન માપનો મોભો પણ સારી રીતે જળવાય છે; અમારા અજ્ઞાનનો પણ ધિમે ધિમે આપની સ્થાપેલી પાઠશાળાઓના સતસંગથી નાશ [illegible]ા માંડચો

છે, અમારી સંસારિક સ્થિતિ સુધારવા બદલ આપ નામદાર સ્ત્રિ કેળવણીની નિશાળો કાઢીને તેમાં છૂટથી પૈસો ખર્ચ કરો છો, વળિ નિરાશ્રિત વિધવાઓને પેનશન આપવ બદલની આપની રૂડી નેમથી સ્ત્રિઓની નીતિ સ્થિતિમાં સારો સુધારો થવાની આશા રખાય છે. વગેરે, વગેરે આપ નામદારના અમો પ્રજાજન પ્રત્યે થએલા અમૂલ્ય ઉપકારનો આ રૂડા પ્રસંગે આભાર માનીએ છીએ. અને વિનય પૂર્વક યાચના કરીએ છે કે અમારૂ દિર્ઘ કલ્યાણ કરવામાં આપ દયાળુ રાજ્યપિતા જેવી ઉત્કંઠા અને મમતા ધરાવો છો તેવીને તેવીજ હવે પછી રાખશો એવી આશા રાખીએ છીએ. અમારૂ સઘળુ ગૌરવ, અમારી પ્રતિષ્ઠા અને અમારાં સુખ એ સર્વે આપ દયાળુ સરકારની રે'મ નજર ઉપર આશ્રય કરીને રહેલાં છે, અમે આપ મહારાજાની દિર્ઘ કુશળતા ઈ-છીએ છીએ અને આવા રૂડા દિવસો વારંવાર આવે તથા તેનો લાભ અમો પ્રજા જનને નિરંતર મળે, એવું નિયંતા ઈશ્વર પાસે પ્રેમપુર્વક માગીએ છીએ, વળી આપ કૃપાળુ નૃપતિનું આ નવું વર્ષ પણ આબાદિમાં અને સુખશાન્તિમાં પસાર થએલુ જોવાને અમો ઘણા આતુર છીએ. વળી આપ નામદારને શરિર સંપત્તિથી તથા પુત્ર પૌત્રાદિકથી કુશળ

રાખો એજ અમારી અંતઃકરણ પૂર્વક શુભાશિષ છે.—મહારાજાએ તેનો પ્રતિઉત્તરઆપતાં જણાવ્યું કે–પ્રજાજનો! તમારી રાજ્યભગ્તિથી હું ઘણો પ્રસન્ન થયોછું; મારા ક્ષત્રિય ધર્મપ્રમાણે પ્રજાનું પાલન કરવું એતો અમારી મુખ્ય ફરજ છે. હું તે ફરજને અને તમારી રાજભક્તિને કદિ વિસારિ દેવાનો નથી. પ્રભુ ઈચ્છાએ એ ધારણા પૂર્ણ થશે—એમ રાજા પ્રજાનું સંભાષણું પૂરૂ થયા પછી દરબાર બરખાસ થયો તે વખતે સભાના સઘળા જનોએ जयजयकार—શબ્દ વડે મહારાજાનો વિજય ઈચ્છય્યો. ત્યારબાદ દિવસના પાછલે પેહોરે વિદ્યાર્થીઓને મિઠાઈ વહેંચવા સંબંધી મોટો સમારંભ થયો તેનો દેખાવ પણ ઘણો મનોરંજક હતો. જેથી તેનું વર્ણન પણ વાચકને ખૂબિકારક લાગશે અને તેથી મહારાજાશ્રીની કેલવણી તરફ કેવી મમતા છે તે દષ્ટિગોચર થશે. એક પ્રવાસિ આસમારંભનું વર્ણન કરતાં કહે છે કે—

---

## વિદ્યાર્થિઓનો સમારંભ અને તેની રમ્ય શોભા.

**પ્રવાસી—** **શાર્દૂલવિક્રીડિત.**

વાંચો આ અતિ રમ્ય વીર રચના, છે સૂખકારિ સહી;
વિદ્યાની શુભ રેલ આજ પૂરમાં, શી રીતથીં તે વહી,

શી રિતે અભ્યાસિઓ નૃપતિની, સ્તુતિ કરે સર્વદા;
વાંચો મિત્ર પવિત્ર અત્ર સમયે, જે છે ઘણી સિદ્ધિદા,

## ઈંદ્રવિજય

રમ્ય રચી શુભ બેઠક ત્યાં શિશુ જુથ્થ ભણે મુખ જયજયકારી
રમ્ય રચી શુભ બેઠક ત્યાં મુખ ગતિ ભણે બહુ ન્યકુમારી;
રમ્ય રચી શુભ બેઠક ત્યાં, શિશુ ખેલ કરે નિજ અંગ પસારી;
આ રચના તણિ સુંદરતા. બહુ હર્ષ વડે નિરખે નરનારી.

આહા! આજના શુભ દિવસે આ પૂરના વિદ્યાર્થીઓના હર્ષનો પણ કાંઈ પાર રહયો નથી નીતિમાન મહારાજાઓ પોતાની પ્રજાને નીતિનાં લાડ લડાવીને કેવા ખુશી થાયછે! તેનો આ એક નમુનો છે.—

દિવસના બરોબર ત્રણ વાગ્યાના સુમારમાં આતપ્ત પૂરીના અભ્યાસિઓ સુંદર વસ્ત્રોથીઆ ભૂશિતૂ થઈને એક પછી એક એમ નિયમસર મુકર સ્થળમાં ગોઠવાઈ ગયા. રસ્તે ચાલતાં તેઓ મહારાજાની તથા સરસ્વતી દેવીની જયકાર-વાણિનો નિયમિત ઘોષ કરતા જતા હતા. તે સાંભળીને અન્ય-જનોને ઘણી ખુશી ઉપજતી હતી. બધા વિદ્યાર્થીઓ એક સુ. સ્થળમાં અર્ધચંદ્રાકારે બનાવેલી સુંદર બેઠક ઉપર ક્રમવાર બે-શી ગયા. તેમને બેસવાનો અનુક્રમ પણ ચઢતા ઉતરતા વર્ગ

પ્રમાણે રાખેલો હતો. તેમના માસ્તરો વર્ગવાર ખુરશીઓ ઉપ બેસીને તેમની દેખરેખ રાખતા હતા. પોલીસના સિપાઈઓ અને અમલદારો આ સરકલમાં અન્ય માણસોનો જમાવ કે ગરબડ થવા દેતા નહીં. વ્યવસ્થાપકો મહારાજા સાહેબની સુંદર બેઠકની વ્યવસ્થા કરાવતા હતા. કેલવણી ખાતાના સત્તા ધારીઓ વિદ્યાર્થીઓ નિયમસર બેઠેલા છે કે નહીં. તેનો તપાસ કરવા લાગ્યા; અને માસ્તરોને તે બાબતના સુચના કરતા હતા, વિદ્યાર્થીઓએ મહારાજાની મંગળ સ્તુતી આ પ્રમાણે કરવી એમ તેમના માસ્તરો તેમને શીખતા હતા. કન્યાશાલાની સ્ત્રિ શિક્ષકો કન્યાઓને આજના મંગળ દિવસ નાંમધુરગિતો માહારાજા સાહેબ આગળ ગાવા બાબતનાં સાંગિન શિક્ષણો વિવેકથી શીખવતી હતી. કસરત માસ્તરો અંગ કસરતમા નિપૂણ થએલા વિધાર્થીઓને મહારાજા સાહેબ આગળ કરી બતાવવાની રમત ગમતના દાવ પેમ શિખવતા હતા. અને એ કસરતનાં સાધનો મહારાજા સાહેબની મનોરમ્ય બેઠકના આગલા ભાગમાં ગોઠવેલાં હતાં. કે જેનો દખાવ અર્ધ વર્તળમાં બેઠેલા તમામ વિધાર્થીઓ અને માસ્તરો ખુલાસેથી જોઈ શકતા હતા. આ સુંદર સ્થલમાં ૭ હજારથી વધારે અભ્યાસિઓનો જમાવ થએલો હ-

તો; અને તે જોઇને આ બેઠકની શોભા ઘણી મનોરંજક લાગતી હતી. પછી નિયમ પૂર્વક મહારાજા સાહેબની સવારી આરમ્ભસ્થલમાં પધારી એટલેતો સરકલમાં બેઠેલા તમામ વિદ્યાર્થીઓ અને માસ્તરો પોત પોતાની જગો ઉપર સાથે ઉભા થયા- અને ઘણા આનંદથી. "जय, जय, जय,"— એવા વિજય સુચક શબ્દોનો ત્રણ વાર ઘોષ કરીને, મહારાજાશ્રીને ઘણા આર્જવથી પ્રેમ પૂર્ણ્યો એ વધાવી લીધા. આ સુઘોષ ભાવપૂરીના ઘણા ભાગમાં સંભળાયો, તેથી આજુ બાજુનાં ઘણાં મનુષ્યો પોતાનો કામ ધંધો છોડીને આ રચના જોવા સારૂ મોટા હર્ષ ભેર દોડી આવ્યા મહારાજા સાહેબ તથા તેમનું કારભારી મંડળ નિમેલી બેઠકમાં યોગ્યતા મુજબ બેશી ગયું. એટલે વિદ્યાર્થીઓ પણ સહર્ષ પૂર્વક શાન્તિમાં બેઠા આરમ્ભસમારંભ નિહાળવા સારૂ માનવોનાં જૂથે જૂથ સરકલની આસપાસ તટસ્થ પણે ઉભાં રહયાં હતાં દશ હજારથી વધારે માણસોની સંખ્યા આ દેખાવ જોવાને એકિ નજરે ટમટમી રહી હતી આ પ્રસંગે વિદ્યાર્થી વૃંદમાંથી જરા પણ વાક્ધ્વની સંભળાતો નહોતો! એ કેલવણી ખાતાના સત્તાધારિઓની સંકલતા બતાવે છે સઘળા વિદ્યાર્થીઓ શું થાય છે

તે જોતા હતા પછી કેલવણી ખાતાના વ્યવસ્થાપકે અભ્યાસિઓની હકીકત મહારાજાશ્રીને વિદિત કરી, મહારાજા સાહેબ પોતાના નગરની પ્રજા વિદ્યાનો સારો લાભ લેછે, અને તેથી રાજ્યના પૈસાનો સુ ઉપયોગ થાયછે; એમ જોઈને પોતે ઘણા ખુશી થયા, વળી વિદ્યાર્થીની બેઠકની ઘણી સારી ગોઠવણ જોઈને તે મનાવ્યવસ્થાપકે તે બદલની સાબાશી આપી, ત્યાર પછી કેટલાએક સુકંઠિત વિદ્યાર્થીઓએ ઉભા થઈને મહારાજાશ્રીની માંગલ્ય સ્તુતિનું ગાયન કર્યું— તે આ પ્રમાણે—

## તખ્તરાજ સ્તુતિ.

**છોકરાઓ—** **સવૈયા.**

તખ્તસિંહ મા'રાજ કૃપાળુ, ભાવનગરના ભૂપ તમે;
ઘોછો વિદ્યા દાન દયાળુ, પ્રજાજનોને આજ સમે;
તન, મન, ધનથી અધિક ગણીને, પ્રજા પ્યાર પુરણ ધરતા;
ધન્ય ધન્ય શ્રી તખ્તસિંહજી, રાજ રૂડુ ન્યાયે કરતા. ૧
વર્ષગાંઠનો મહિમા પાળી, ધર્મદાન સારાં કરીયાં;
રંક જનોનાં કષ્ટ કાપવા, કર્મ બરોબર આદરિયાં;

વિદ્યાની વૃદ્ધિ કરવાને, ઈચ્છા મન સારી ધરતા;
ધન્ય ધન્ય શ્રી તખ્તસિંહજી, રાજ રૂડુ ન્યાયી કરતા. ૨
પરોપકારિ પૂર પ્રગટિયા, ગોહિલ કુળ દિપક રાણા;
ગુણ સારાથી ગુણવંતાના, ગુણ ગુજરિમાં વંચાણા;
રક્ષક શિક્ષક થઇને સારો, બોધ પ્રજાજનને કરતા;
ધન્ય ધન્ય શ્રી તખ્તસિંહજી, રાજ્ય રૂડુ ન્યાયિ કરતા. ૩

ઉત્તેજન આપો મહારાજા, વિદ્વાનોને વારમવાર;
કરી પરિક્ષા દક્ષ જનોની, માન વધારો અપરમપાર;
નિરાશ્રિતોને આશ્રય આપી, ધર્મવંત ધર્મો ધરતા;
ધન્ય ધન્ય શ્રી તખ્તસિંહજી, રાજ રૂડુ ન્યાયિ કરતા. ૪

જી. સી. એસને આઈ તણો, ઈલકાબ વડો ધારણ કરિયો;
વડિ સરકારે માન વધાર્યું, સદગુણનો જાણિ દરિયો;
સોરઠનો શણગાર અનોપમ, બુદ્ધિવંત બુદ્ધિ ધરતા;
ધન્ય ધન્ય શ્રી તખ્તસિંહજી, રાજ રૂડુ ન્યાયિ કરતા. ૫
બહાદુરી વખણાય વધારે, વિદ્યાને આપ્યાથી માન;
વડુ વાપર્યું વિરપણું જે, કાન તજીને ધારી સાન;
ક્ષત્રિવટ રાખીને પોતે, ધર્મ વિશે જર વાવરતા;
ધન્ય ધન્ય શ્રી તખ્તસિંહજી, રાજ રૂડુ ન્યાયિ કરતા. ૬
દેશિ રાજ્ય દિપાવ્યું પોતે, અદલપણે આપિ ઈનસાફ;

ફિરિયાદીની દાદ સાંભળી, દાદતણો કરતા દરિયાફ;
નૃપ નિર્મળ છે ગુણ તમારા, જોઈ અમે આ સ્તુતિ કરતા;
ધન્ય ધન્ય શ્રી તખ્તસિંહજી, રાજ રૂડુ ન્યાયિ કરતા. ૭
રહો અવિચળ અમલ આપનો, ચહો અમારાં સુખ વિશેષ;
નહો! વિઘ્ન આ રાજ્ય રિતિમાં, સદા સુખિ રાખો પરમેશ;
સ્વલ્પ સ્તુતિ છે રંક શિશુની, માની લ્યો પ્રભુ દુઃખ હરતાં;
ધન્ય ધન્ય શ્રી તખ્તસિંહજી, રાજ રૂડુ ન્યાયિ કરતા. ૮

પ્રવાસિ કહે છે કે—એવી રીતે મહારાજાના ગુણનું સ્તવન કરીને તે વિદ્યાર્થીઓ પોતાની જગો ઉપર બેશી ગયા. પછી બીજા કેટલાએક અભ્યાસિઓ આ સમારંભથી તેમને થએલા હર્ષનું આભારિ વિવેચન મહારાજાને કહી સંભળાવે છે.

**વિદ્યાર્થીઓ— શિખરિણી વૃત.**

પધાર્યા છે આજે, સકલ ગુણ રાજેશ્વર સહી;
સભાને શોભાવા, શિશુદળ રિઝાવા મન મહી.
રૂપાળા ને રંગી, નવિન નિપુણા નેત્ર નિરખી;
સભા સર્વે આજે, નમન કરીને પુર્ણ હરખી ૧
શિશુનાં સદભાગે, મળિ તક રૂડિ આજ સમયે;
મળ્યા સૌ સાહેબો, દીલગિરિ ગઈ દુરગમયે;

મળેથી સુખ પામ્યા, વળી દુઃખ વિરામ્યા મનતણું;
સમારંભે શોભે, મુખ નવિન ઉત્તમ અમતણું. ૨
અધિકારી આજે, મળી શિષુ સમાજે હરખિયા;
નિરિક્ષાને કરતા, નિયમ નિજ ધરતા નિરખિયા.
વધા વળતિ વાણી, વિમળ વર વિદ્યા રસ ભરી;
પ્રજા ભણુતિ જાણી, મન ખુશિ સમાણિ નથી જરી. ૩
શિષુને ઉચ્છવને, સરસ રસ લાગ્યો સરવથી;
વખાણો શાંકિજે, દુઃખદ દિલ રીઝે પરવથી.
પરવ આ વિદ્યાનું, અપુરવ મહા પર્વ સરખુ;
દિસે છે દિવાળી, દરદ દિલથી દુર નિરખ્યું. ૪
કૃપાળુ મા'રાજે, અમપર કૃપા શ્રેષ્ઠ કરિને;
રૂડા દિન દેખાડો, દિન દુર્ગુણ નિત્ય હરિને.
થજો જય જય સારો, વિજય જય વાણિ ઉચરિએ;
દયા સિંધુ દેવા, અવિચલ વરો નિત્ય વરિએ. ૫
કુવિદ્યાને કાપી, સુખમય સુવિદ્યા શિખવવા;
કર્યો સારો રસ્તો, નિજ શિષુ સખાને રિઝવવા;
સુખિ રાખો તેને, સુખકર અમારો વિરપતી;
રસેથી રિઝાવો, અહરનિશ એને જગપતિ. ૬



## દોહરો

પ્રવાસિ—મંગળ વધ્યો સમાજમાં, શિષુ હરખ્યા સૌ આજ
આશિષ દે મા'રાજને, કુશળ ચહે આ રાજ ૧

સમારંભમાં બીરાજેલા રાજેશ્રીજનો વિદ્યાર્થીઓને માગલ્ય કવિતા સાંભળીને ઘણા ખુશી થયા; ત્યાર પછી કન્યાશાળાની બાલિકાઓએ ઉત્સવમાં ભાગ લેઈને નિચે પ્રમાણેનું ગાયન કર્યું.

### કન્યાઓએ ગાએલું ગીત.

( અમે ઈશ્વર માગીએ એટલું, એ રાગ )

જીરે! આજ દિસે દિન ઉજળો, આજ મોતીડે વરશા મેઘ.
બાલિકાઓ ગાય છે. ટેક.
જીરે! જોઈને નવલી સમાજને, આજ હરખ ઘણો ઉભાય;
બાલિકાઓ ગાય ગાય છે.
જીરે! વિધવિધ વાજાં ગડગડે, આજ મંગળ ગિત ગવાય;
બાલિકાઓ ગાય છે.
જીરે! નગરના લોક ટોળે મળ્યા, જુએ સરસ્વતીનો શુભ બાગ;
બાલિકાઓ ગાય છે.
જીરે! બાગમાં પુષ્પ ખિલી રહ્યાં, આજ ભ્રમર કરે છે ગુંજાર;

બાલિકાઓ ગાય છે.

જીરે! વર્ષગાંઠ દિન ઉજળો, જાણે હર્ષે મોતી સમ મેઘ;

બાલિકાઓ ગાય છે.

જીરે! વિદ્યાતણો આજ બાગ છે, તેમાં પાઠક પુષ્પ ગણાય;

બાલિકાઓ ગાય છે.

જીરે! ભ્રમરરૂપી મહારાવ છે, કરે પાઠકની પરિક્ષાય;

બાલિકાઓ ગાય છે.

જોઈ તખ્તસિંહ નૃપ તેજને, આજ આનંદ અંગ ન માય;

બાલિકાઓ ગાય છે.

જીરે! ધર્મ પિતા સમભૂપ છે, પૂરે કન્યાતણા શુભ કોડ;

બાલિકાઓ ગાય છે.

જીરે! વિદ્યા ભણાવે છે પ્રીતથી, જાણી કન્યાને આપે ઈનામ;

બાલિકાઓ ગાય છે,

જીરે! સ્ત્રિની કેલવણી વધારવા, મહારાજા ધરે ઘણું ધ્યાન;

બાલિકાઓ ગાય છે.

જીરે! અબળાનાં દુઃખ વિદારવા, પોતે રાખે ઘણું અભિમાન;

બાળિકાઓ ગાય છે.

પછી એક બાલિકા આજની શોભાનું તથા મહારાજાના ઉપકારનું ગિત બીજી કન્યાઓને ગવરાવે છે.

## ઉપકાર સ્તવન.

(પડવાની પડપ્રિછ ગતમત ભૂલીરે, મારા હરી વિના એ ઢબ.)

**કન્યા**— આજ ઘણો ઉમંગ વાધ્યો અમને રે,
જેમ દિવાળીનો દિન શું કહુ તમને રે.
સભા દિસે સોહામણિ ઓ બે'ની રે,
રચનાની શી કહુ વાત તે તું કે'ની રે.
વિસરે નહિ મુજને કદિ ઓ સખીઓ રે,
આ દિનનો ઉત્સવ બેશ મનમાં વશીઓ રે.
ભણ્યાં ગણ્યાં ભાવે થકિ સાહેલી રે,
શિખ્યાં ભરવાની બેશ વિદ્યા વે'લી રે.
લેખન વાંચન શિખિયાં પુસ્તકમાં રે,
ભૂગોળ, ખગોળ, હિસાબ શિખ્યાં તકમાં,
નિબંધ નિતિ ન્યાય શીખ્યાં સારો રે,
તે મારાજા પરતાપ મનમાં ધારો રે.
નહિ તો બુદ્ધિ હીન રોજ રખડતા રે,
નિત કજીયાને કંકાસ ઘર ઘર કરતાં રે.
સમજ્યાં હવે સુરિતમાં સૌ વાતે રે,
વિવેક અને વિચાર સમજ્યાં જાતે રે.
ગણાય નહિ તે ગુણને આપણુથી રે,
ઉપકારિ શા ઉપકાર કરતા પણુથી.
ક્ષત્રિ પણુ મારાવનું શું કહિએ રે?
બાળાને આપે બોધ તેથી લહિએ રે.

ફરિ ફરિ આ અવસર વે'લો મળજો રે,
બાળાને ગાવા ગિત આશિષ ફળજો રે.
તખ્તસિંહનું તેજ વધજો તાજું રે,
બાળાઓ દે આશિષ જીવો ઝાઝું રે.

કન્યાઓના ગિત ચાતુર્યથી મહારાજા ઘણા સંતોષ પામ્યા અને પછી તેમના અધ્યાપકોને કન્યા શિક્ષણ વિશે પોતાનો હેતુ જાહેર કર્યો તે આ પ્રમાણે—બાળાઓની આટલી પણ વિવેકતા જોઈને હું ઘણો પ્રસન્ન થયો છું. તેમને નીતિમાન જોવાને હું ઘણો ઉત્સુક છું સંસાર સુધારાનું મુખ્ય ધોરણ કન્યા શિક્ષણ ઉપર આધાર રાખે છે માટે કન્યાઓને ધર્મની અને નીતિની કેલવણી વધારે અગત્યની છે; તો સ્ત્રિ શિક્ષકોએ તેવી કેલવણીમાં કુન્યાઓને વધારે લક્ષ અપાવવું આવશ્યક છે. આપણા દેશમાં સ્ત્રિ શિક્ષણનો પાયો સાધારણ જ્ઞાનવાળા પુસ્તકોથી હજી મજબૂત થયો છે એમ નથી, તેથી કન્યાઓ ઉપલક જ્ઞાનવાળી નિવડે છે. અને તે કારણને લીધે તેઓ પોતપોતાના કર્તવ્ય કર્મ ઉપર પૂર્ણ દઢતા મેળવી શકતી નથી. માટેજ કેટલીએક કેલવણી પામેલી યુવતિઓ તરફની અસંતોષ કારક કહેવતો આપણા સાંભળવામાં આવે છે. પણ હું એમ ધારતો નથી કે ઉત્તમ શિક્ષણ પામેલી દરેક બાલિકા તેવીજ નિવડે? અપૂર્ણતાથી માઠી અસર સ્વાવિક રીતે થાય છે. તેમ તેવાં પરિણામો જે સાંભળવામાં આવે છે તે પણ અપૂર્ણ કેલવણીનું અપક્વ ફળ છે એમ હું સમજુ છું. કુસં-

ગ્તિએ પણ એક ઉછરતી કન્યાઓના ચંચલ મનને માઠી અસર કરનાર છે તો તેથી વિરક્ત રહેવાનું અથવા તો નબળા પાસમાં નહી ફસાવનારૂ સાધન તે ફક્ત મનની દૃઢતા સિવાય બીજુ નથી, અને તે સાધન ઉતમ કેલવણી મળ્યા સિવાય કન્યાઓને મળી શકવું કઠિણ છે. માટે કન્યાશિક્ષકો મારી આ ઉપયોગી સુચના ઉપર વિશેષ ધ્યાન આપીને આથીપણ અધિક સંતોષ મને આપતા રહેશે એવી ઉમેદ રાખું છું. મહારાજાનું ઉપયોગી સુંચન થઈ રહ્યા પછી કસરતી વિદ્યાર્થીઓએ રમત ગમતોના ખેલ કરવા શરૂ કર્યા. આ ખેલોથી વિદ્યાર્થી વૃંદમાં ઘણો આનંદ વર્તાયો; મહારાજા સાહેબ પણ પોતાની પ્રજામનની કેલવણી સાથે તનની કેલવણિમાં પ્રવિણ થતી જોઈને વધારે ખુશી થયા. વળી આ ગુણ બુજક મહારાવે હુશિઆર વિદ્યાર્થીઓને તથા તેમના તલિમ બાજોને યોગ્યતા મુજબ શિરપાવ ઈનાયત કર્યા, ત્યારબાદ સમારંભમાં આવેલા સઘળા વિદ્યાર્થીઓને મીઠાઈનાં પટિકાં વહેંચવામાં આવ્યાં; મહારાજા શ્રીના કૂશળ દિવસની આ અમૃત પ્રસાદીથી અભ્યાસિઓ નિમગ્ન થયા. પછી કેટલાએક પૂષ્પવથના વિદ્યાર્થીઓએ મહારાજા શ્રીના હકમાં ઈશ્વર સ્તુતી કરી.



# ઇશ્વર સ્તુતી અને મહારાજાને અશિર્વાદ.

વિદ્યાર્થીઓ—          શાર્દુલવિક્રિડિત

દીનાનાથ દયાળદેવ અરજી, આ ધ્યાનમાં ધારજો;
સંપત્તિ સુખ સર્વે સિદ્ધિ ફળ, આ મારાજાને આપજો;
પૂરો સર્વ મનોરથો મનુષના, દાતાર દાનેશ્વરા;
પૂરો કોડ કૃપાળુ તખ્તનૃપના. ભંડાર ભુવનેશ્વરા.
આપો સંતતિ ધિમતિ ધરણિમાં, જે સુખકારી વિભુ;
આપો આયુશ દિર્ઘકાળ કરવા, સુ રાજ્ય પ્યારા પ્રભુ;
આપો પુત્ર સુપુત્ર સત્ય શિલને, હે! સત્યવંતા પતી;
કાપો કષ્ટ સમસ્ત તખ્તનૃપનાં, કરીએ તને વિનતી
જેના રાજથિ સુખથાય જનને, તે રાજ સારૂ તપો;
જ્યાં મળતુ શુભજ્ઞાન દાન અમને, તે રાજ ધરણિ ધપો;
વિદ્યાદાન અપાય છે વિનયથી, આ ભાવપૂરી વિશે;
લીલાલેર કરો સદાય સુખિયા' તું સુંખ કરતા દિસે.

પ્રવાસિ--          કુંડળિયો.

જયજય કાર થયો પછી, સમારંભમાં સાર;
અભ્યાસિ આનંદિયા, હરખ્યાં સૌ નર નાંર;
હરયાં સૌ નર નાર, ભૂપ નિતિને ભાળી;
ગયા પછી નિજ ઠામ, સર્સ સોભા નિહાળી;
વદિયા વેણુ વિવેકનાં; સર્વ સભાસદ સાર;
તખ્ત વર્ષ ગાંઠે વડો, વર્ત્યો જયજયકાર.

## ગીતિવૃત.

જય જયકાર પ્રવર્યો' આંજ નિવર્ત્યો ખેદ તપ્ત રાજે;
ઉત્સવવાધ્યો પુરમાં, જનના ઉરમાં હર્ષ થયો આજે.

# લેખકની વિજ્ઞપ્તિ.

## અંતર્લાપિકા દોહરા.

**અ** કિત ઉત્સવ વાંચજો, **કા** મદાર ધીમંત;
**બા** દૂરી બળવંતની, **લી** પી માંહિ લિખંત.
**શં** શય ટાળી સામટો, **દા** ખવજો દરકાર;
**ક** રી ધર્મનાં કર્મને, **સ** જો સુયશ શણગાર.
**ર** હો રસિક વિદ્યા તણા, ઉત્સવ માંહિ હમેશ;
**યાજ્ઞિક** ની શિક્ષા લહી,—વર્તો મિત્ર મહેશ.

## ઉપજાતિ.

ઉત્સવ લખ્યો મેં ઉમંગ આણી, મા'રાવની સુનિતિને પ્રમાણી
આરંભ કિધો શુભ માઘ માસે, ને પુર્ણ કીધો શુદ ફાગમાસે.

શ્રીરસ્તુઃ કલ્યાણ મતુઃ ઇશ્વરો પ્રસન્નોસ્તુઃ

## સમાપ્ત.